॥ વંદેમાતરમ્ ॥

# રાષ્ટ્રીય ગરબાવળી.

રાષ્ટ્રિય સ્ત્રી મંડળ તરફથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

## અ. સૌ. વિજયાગૌરી કાનુગા.

ઠે. ખાડીઆ, ગોલવાડ-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

"ગણેશ" પ્રીન્ટીંગ પ્રેસમાં ચોકસી ઈશ્વરલાલ માણેકલાલે
છાપ્યા. ઠે. જુમામસીદ સામે-અમદાવાદ.

સંવત ૧૯૭૮ સને ૧૯૨૧

કીંમત ૦-૨-૦ બે આના.

॥ વંદેમાતરમ્ ॥

# રાષ્ટ્રીય ગરબાવળી.

## ગરબો ૧ લો.

રાગ.–મને છોડી ગયો છે મારો છેલડો જો.

અભિનંદન આપું શું આજનું જો,
સખિ આપું અભિનંદન શું આજનું જો
મને આવે વર્તમાનના વિચાર તો લગાર
શું આપું અભિનંદન આજનું જો,
જુઓ તિમિર મઈ રાતતો વીતિ ગઈ જો
ઉદયકાળ હવે નજીકમાં જણાય, ના સુવાય
જાગો જગાડો બધા દેશને જો
સખિ જાગો જગાડો બધા દેશને જો
જોતાં પરદેશી માલને લોભાઈ ગયાંજો
એતો ઉપરનું સુંદર દેખાય, ના સ્હેવાય.
એણે તો રંક કર્યો દેશને જો
બ્હેન એણે તો રંક કર્યો દેશને જો
મહાન્ પુરૂષો જાગ્યા છે હવે દેશમાં જો
જરૂર થાશે એ પાપનો વિનાશ, ધરો આશ
દુઃખ વિના સુખ કદિ નહિ મળે જો
સખિ દુઃખ વિના સુખ કદિ નહિ મળે જો

સુતર તાંતણે સ્વરાજ લેવું આપણે જો,
પંડે પ્રાણ પણ મૂકીએ ન કામ ધરો હામ
સત્યનું હથીઆર ગ્રહો હાથમાં જો
બ્હેનો સત્યનું હથીઆર ગ્રહો હાથમાં જો

રામ રાજ્ય જેવું સુખ આજ માગીએ જો
ધર્મિષ્ઠ હતી રામની, પ્રજાય ના ભૂલાય
થઇએ એવા સંકલ્પ મૂકો આજથી જો
બ્હેન. એવા સંકલ્પ મૂકો આજથી જો

સ્વહસ્તે કાંતીને સાડી પ્હેરજો રે
કીધી દેશની સેવા ત્યારે તો જણાય, શું શોભાય
તે સમયે લઇશ હું ઓવારણા રે
સખિ તે સમયે લઇશ હું ઓવારણાં રે

---

## ગરબો ૨ જો.

(રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે–એ રાગ.)

ગાંધીજીના બોલની બલિહારી રે
જેને સત્ય વચન ઉચરવું રે ગાંધીજીના.

અડગ સત્યાગ્રહી થઇને રહેવું રે
બોલ્યા પછી કદી નવ ફરવું. ગાંધીજીના.

જેનો સાબરમતી છે મુકામ રે
અમદાવાદમાં જોયાનું સ્થાન રે

જોવાથી મન થાય શાંત. ગાંધીજીના.
ત્યાં તો ખાદી પહેરીને જવાય રે
પરદેશીથી મહાત્મા મુંઝાય રે
રેંટીયો કાંતે તો બહુ રીઝાય ગાંધીજીના.
ખાદી પહેરી સ્વદેશી બનવું રે
જતાં પરદેશે પૈસેથી બચવું રે
હિંદુસ્થાનનું દુઃખ મન ધરવું. ગાંધીજીના.
પરદેશે પૈસા બહુ જાયે રે
લેંકેશાયર માનચેસ્ટર કમાય રે
ચીન જાપાન તેમાં સમાય. ગાંધીજીના.
જતાં પરદેશે પૈસો બચાવો રે
પાયમાલ થતો દેશ સુધારો રે
ગરીબાઇમાંથી ઉંચો જ લાવો. ગાંધીજીના.
આપણો દેશ છે ઝાઝો ગરીબ રે
તેની દાઝ ધરો કાંઇ દીલ રે
ખાદી શુદ્ધ પહેરીને બનજો પવિત્ર. ગાંધીજીના.
મહાત્માજીના વચન ઘણાં સુણ્યા રે
તેમના ભાષણ સાંભળવા બહુ ઘુમ્યા રે
બોધ સાંભળી ઘેર આવી ઉંઘ્યા ગાંધીજીના.
મહાત્માજીનો બોધ અંતર લાવો રે
કટોકટીનો પ્રસંગ ના લજાવો રે
દેશી બનીને દેશ દીપાવો. ગાંધીજીના.

## ગરબો ૩ જો.

### સત્યની વીણા.

મારી ક્યારીઓ મ્હેક મ્હેક મ્હેકે—એ રાગ.

મારા અંતરમાં દેશ વીણા વાગી, હું જાગી.
અહો રસની ભરી, ભાવની ભરી.

સર્વ વૃત્તિઓ તેમાં અનુરાગી, હું જાગી.
અહો રસની ભરી, ભાવની ભરી.

એહ દેશ તણું ઉરે ગાન સુણી ન્યારૂં,
શાંત છતાં મસ્ત બન્યું ચપળ ચિત્ત મ્હારૂં
સંકલ્પ શીઘ્ર માત્ર ત્યાગી, હું જાગી.
અહો રસની ભરી, ભાવની ભરી.

સુણતાં એ દેશ નાદ સહજ સ્થિર થાતાં,
મન બુદ્ધિ આદિ પણ તેમાં વિલાતાં
સ્વરની લલિત લેહ લાગી, હું જાગી.
અહો રસની ભરી, ભાવની ભરી.

દિવ્ય પ્રેરણાના રાગ દૈવી રસ રેલાવતાં,
અલૌકીક જ્ઞાન તણા અંકુરો સ્ફુરાવતાં,
વૃત્તિને કરતી હું વીરાગી, હું જાગી,
અહો રસની ભરી, ભાવની ભરી.

સત્યનું રહસ્ય ને માધુર્ય કાંઈ જણાયું,

સુણી દેશ ગાન જીવન ભાન આ વિલાયું,
જીવન બન્યું આ સુભાગી, હું જાગી,
અહો રસની ભરી, ભાવની ભરી.

---

## ગરબો ૪ થો.

( મુખડાની માયા લાગી રે ) એ રાગ.

મુખની મધુરી વાણીરે, મોહન તારી; (૩)
વાણી સુણીને તમારી, સૌને લાગે હિતકારી
વૈભવ લાગે તુચ્છકારીરે, મોહન તારા મુખની૦
વિલાયતનાં વસ્ત્ર ત્યાગી, બેનો થાઓ આત્મ ભોગી;
સ્વદેશે કરો આબાદીરે............મોહન તારા મુખડાની૦
વિલાયતી કાપડની હોળી, સ્વદેશ પ્રેમે કરે નારી,
ખાદી લાગે સૌને પ્યારીરે.....મોહન તારા મુખડાની૦
વહાલથી રેંટીઓ આણો સુંદર સુતર કાઢો,
સ્વદેશે વૈભવ લાવો રે.........મોહન તારી મુખડાની૦
હૃદયમાં પ્રેમ આણી, સ્વદેશની દયા લાવી,
ખાદી પ્રેમે લો વધાવી રે, બેનો મારી.
મુખની મધુરી વાણીરે૦

---

## ગરબો ૫ મો.

### વહાલા તમે પુરૂષ અમે નારી—એ રાગ.

અમે હવે સ્વરાજ્ય લઇશું. (૨)

લઈશું, લઇશું, લઈશું રે; અમે હવે સ્વરાજ્ય લઈશું.

સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી, મુક્ત ગુલામીથી થઇશું રે;
અમે હવે૦

વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગે ધરીશું રે;
અમે હવે૦

મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશું રે;
અમે હવે૦

હસતાં હસતાં જેલમાં જઇશુ, જેલને મહેલ માનીશું રે;
અમે હવે૦

કૃષ્ણ જન્મનું સ્થાનછે સુંદર, અધિક આત્મ બળ ભરીશુંરે;
અમે હવે૦

મરશું, પણ નહિ મારીએ કોઇને, અડગ સત્યાગ્રહી રહીશુંરે;
અમે હવે૦

અમલદાર કાઢે કદી ડોળા, તેથી હવે નહી ડરશું રે;
અમે હવે૦

સાચી સલાહ મહાત્મા ગાંધીની, અવિનાશી ઉર ધરશું રે;
અમે હવે૦

---

## ગરબો ૬ ઠો.

(અમારી ગૂણવંતી ગૂજરાત રાગ.)

જાણજો ગાંધીનું ગુજરાત૦ (૨)

ગુર્જર દેશે વિમલ મૂર્તીએ, વિમલ સરલ સાક્ષાત;
દર્શનથી કાંઈ ચેતન પ્રગટે, જોતાં એનીજ માત;
વસે ત્યાં સાચા સાધુ ભ્રાત (૨) જાણજો૦
સાબરમતિનાં સુંદર તટપર, પ્રગટ્યું નૂતન પ્રભાત;
મોહન તુજ સત્યાગ્રહી બંસી, સ્વર સુણી સઉ જાત;
કરે મીઠી ઐક્યનીરે વાત. (૨) જાણજો૦
દેશ ભક્તિને રાજ્ય ભક્તિની, સાચે સાચી વાત;
નિર્ભયતા ને સત્ય વચનની, દીક્ષા દઇ તેં તાત;
બનાવ્યું તેં તો નવું ગુજરાત. (૨)
મહાત્મા ગાંધીજીનું ગુજરાત.(૨) જાણજો૦

---

## ગરબો ૭ મો.

(કામણદીસે છે અલબેલા—એ રાગ.)

જનની સેવનનો મધુ મધુરો અવસર ક્યાં મળે રે,
જગ જીવ્યું ફળે રે.(૨) જનની સેવનનો
નવનિધ લાડે નિશદીન ઝુલવે,
ઉર હુર પતિ હૈએ હુલવે,
અલ્પ સાટું પણ અમિત ભારનું, ક્યાં વળેરે;
જનની સેવનનો૦ (૨) જગ જીવ્યું૦ (૨)

પ્રભુપુર ગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અંતર ઝળકે,
નવનવ સાંજે શીખદે શાને પળે પળે રે;
જનની સેવનનો૦ [૨] જગ જીવ્યું૦ [૨]
ઉત્તમ શોણીત જનની કાજે
રેલાયે શું વધું કે'વાશે
કિસ્મત ક્યાંથી ભારતી, હિત કાયા ઢળે રે;
જનની સેવનનો૦ [૨] જગ જીવ્યું૦ [૨]

---

## ગરબો ૮ મો.

જનની ભૂમી પૂજવાને જઇએ રે,
હો બેનીઓ; જનની ભૂમી પૂજવાને૦ (૨)

સ્વર્ગથી આ મોઘી આ, અમોલી હિંદ મૈયા; (૨)
તન, મન, ધન, અર્પી ધન્ય થઇએરે હો બેનીઓ. જનની ભૂમી૦

માજી મંગલા અનેરી મારી મંદીરે આ; (૨)
આરતીની જ્યોત લલિત લઇરે હો બેનીઓ.....જનની ભૂમી૦

સત્ય, પ્રેમ, ધર્મ, નીતિ, ને પવિત્રતા, (૨)
પુંજી, પુષ્પ, ધુપ ધરી જઇએરે સૌ બેનીઓ...જનની ભૂમી૦

ભક્તિનો સુવાસ, ત્યાગની મીઠાં શશીળાં, (૨)
આત્મદાન માતુપદે ગ્રહીએરે હો બેનીઓ....જનની ભૂમી.૦
રમે ચાચરનો સીપુ બાળ વીર બાળા, (૨)
માની પ્રસાદી વસી હૈએરે હો બેનીઓ..... જનની ભૂમી૦

આવો માજી મંડપમાં બાલાવાલા ઘેલાં (૨)
જીવન સકલ સેવનમાં રહીએ રે હો બેનીઓ...જનની ભૂમી૦
અરૂણુ રંગ તેજમાંહી, માજી મુગટ સોહયાં; (૨)
ગગન પર હૃદય દાન વહીએ રે હો બેનીઓ....જનની ભૂમી૦
ઘંટારવ શંખનાદ, ઉદય વાદ્ય વાગ્યાં, (૨)
અથતિનો સ્વાદ બધે દઇએ રે, હો બેનીઓ....જનની ભૂમી૦

---

## ગરબો ૯ મો.

રાગ—મને આવે છે ફેર.

ખીલી રૂપેરી રા....ત, આ....શી છવાઇ રહી, ચાંદ....ની. (૨)
ભાસે સઘળું કૈંઈ સાં...ત, સૃષ્ટિ આ દીસે, આનંદ....ની.
વૃક્ષ વેલી વળી ફળ ફુલ આ. કેવા દીસે પ્રફુલ;
જયોત્સ્નાં રસ મુગતાં; જયોત્સ્ના સરચુ....ગ (૨)
મંદમંદ ડોલતાં; મંદમંદ ડોલતાં;
મદમત્ત થા...ય–આ...શી૦
કાંઇક મધુર રસ અવનવાં, માણે કુમુદિનીઓ ;
એને જુવે ચંદ્રમા; (૨)
એહ જોતી ચંદ્રમા. (૨)
ચંદ્ર ચંદ્ર ગા...યે,–આ...શી છવાઇ.
દૂર દૂર પેલી નદી નાચતી, કાંઇ કરતી અવાજ.
વ્યોમ વાસી ચંદ્રનું; (૨)
બીંબ ઉર સમાવતું; (૨)
કેવું જળ જણા...ય,–આ...શી૦

દીવ્ય સ્નેહ માનનારાં જોડલાં...રમે રજનીની માથે૰
નિર્દોષ આનંદમાં; (૨)
રમતાં સ્વચ્છંદમાં; (૨)
એક રૂપ થા...ય,–આ...શી૰

## ગરબો ૧૦ મો.

### પુનમ ચાંદનીનો રાગ.

ભારત ભાગ્યોદયમાં, રૂડો રૂપાળો રેંટીઓરે; (૨)
મનહર, સુખકર, દુઃખહર, દયાનીધી એ દેવ
પ્રીતે, પધરાવોને મંદીરમાં સૌ માનુની રે.

સાખી.

જુનો પુરાણો રેંટીઓ, ફરતો હતો ગ્રહમાંય; (૨)
તજ્યો તેહને જ્યારથી, દુઃખી થયાં સૌ કોય; (૨)
તેના પાપે પરદેશીની ગુલામીમાં પડ્યારે,
કરશે મુક્ત તમોને જીવન પ્રાણાધાર
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત૰

સાખી.

કપાસ ભારત દેશનો, પરદેશી લઈ જાય; (૨)
આપે વીસ કરોડ ને, બાસઠ ઘસડી જાય; (૨)
આવે ખોટ ખરી અહીં, બેતાળીશ કરોડનીરે,
એથી દેશ આપણો, બહુ દુર્બળ દેખાય;
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત૰

સાખી.

અન્નપુર્ણા આ દેશનો, રૂડા રેંટીઓ સ્હોય; (૨)
ફેરવજો ધરી ટેકને, અધિક આનંદ હોય; (૨)
કાંતી હાથ વણેલાં વસ્ત્રો અંગે ધારજોરે,
અવિનાશી કે' થાશે, દેશ તણો ઉદ્ધાર,
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત૦

---

ગરબો ૧૧ મો.

( ગિરધારીરે વાલમ વાત વિચારો એ રાગ.
દિનાનાથ હવે, ભારતનું દુખ હરજો,
પ્રભુ મુક્ત ગુલામીથી કરજો.;

સાખી.

ઇચ્છા સ્વરાજ્યની ઉર દાખોરે;
મંત્ર શાંન્તી હવે જાપોરે;
મુળ ઇર્ષા તણાં સૌ કાપોરે;
હીન્દુ મુસલમીન કોલ આપોરે;
કરી એક્ય હવે, અધિક આત્મબળ ભરજો,
પ્રભુ મુક્ત ગુલામીથી કરજો;
દિનાનાથ હવે ભારતનું દુખ હરજો. પ્રભુ૦

સાખી.

કાંતી રેંટીએ હાથે, વણજોરે;
નરનારી અંગે ખાદી ધરજોરે;

વિદેશી વસ્ત્રનો ત્યાગ કરજોરે;
ધર્મ યુદ્ધે ખુશીથી મરજોરે ;
ડર છોડી હવે, જેલ સરકારની ભરજો, પ્રભુ મુક્ત०
દિનાનાથ હવે, ભારતનું દુખ હરજો, પ્રભુ०
અલીભાઇઓને પકડ્યા જ્યારેરે,
શંકરાચાર્યને લૈ ગયા ત્યારેરે;
રાખી શાન્તી તમે અતિ ભારેરે;
હરી ચઢશે હવે તમ વારેરે;
ગુરૂ ગાંધીનીરે, આજ્ઞા સૌ ઉર ધરજો, પ્રભુ મુક્ત०
દિનાનાથ હવે ભારતનું દુખ હરજો, પ્રભુ०

---

## ગરબો ૧૨ મો.

સ્વરાજ્યનો મારગ શુરાનો, નહિ કાયરનું કામરે—એ રાગ.

હિન્દ વિરો ! હથિયાર હસ્તમાં,
સત્યાગ્રહનાં ધરજોરે.
પ્રેમ શૌર્યનું પાલન કરીને
વિજય હિન્દનો વરજોરે. હિન્દ વિરો !
ભડ વિરો ભય સર્વ તજીને,
સ્વરાજ્ય ઇચ્છા કરજોરે,
વન્દેમાતરમ મંત્ર સ્મરીને,
ધર્મ શાંન્તિનો ધરજોરે. હિન્દ વિરો !

હિન્દુ પારસી મુસલમીન સૌ,
માતૃ ભૂમિના પુત્રોરે.
કુરાન ઈજીલ, વેદ બતાવે,
ખરાં ધર્મનાં સુત્રોરે. હિન્દ વિરો !
સત્યાગ્રહ પ્રહ્લાદ સમોવડ,
મીરાંને ઉર ભરજોરે,
બીકણુ બાયલાપણું તજીને,
જબ્બર જંગ જગવજોરે. હિન્દ વિરો !
નાયક લાયક સત્યાગ્રહના,
ગાંધીજીને ગણજો રે,
ખરા પ્રેમથી પાઠ પઢાવે,
ભારત તનુજો ભણજોરે. હિન્દ વિરો !
અસહકારીઓ અડગ ટેકથી,
નિડર થઈ સૌ ફરજોરે.
અવિનાશી માગે પ્રભુ પાસે,
ભારતનાં દુઃખ હરજો રે. હિન્દ વિરો !

---

## ગરબો ૧૩ મો.

( રઘુપતિ રામ, એ રાગ. )

ગુણીયલ મારી બેન અસહકારી બનજોરે,
તમો સાચો સત્યાગ્રહ કરજો. ગુણીયલ૦
આખા દેશની જેમાં આબાદી રે,

પેહેરો ખંતથી સરવે એ ખાદીરે,
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી. ગુણીયલ૦
પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા તો દીસે ઉઘાડી રે,
એવી ફેશન નાંખજો કહાડી. ગુણીયલ૦
બંગડી પોલકા ને ફેનશી ફરાકો રે,
બેનો સર્વે એ સત્વર ત્યાગો રે,
સાચી ભારતની તનયાઓ જાગો. ગુણીયલ૦
અતિ લાડથી જેને ઉછેર્યાં રે,
જેને રામ તણું મન હર્યાં રે,
એવાં સીતાએ વનકુળ પહેર્યાં. ગુણીયલ૦
દેશ ભક્તમાં નામના જેની રે,
કીર્તિ જગમાં ગવાશેજ તેની રે,
એવાં ધન્ય સરોજની બ્હેની. ગુણીયલ૦
દયા દેશની દીલમાં લાવી રે,
મૂક્યાં પરદેશી વસ્ત્રોમાં પાણી રે,
એવાં સરલાદેવી ચૌધરાણી. ગુણીયલ૦
બેની અનસુયાના જોઈ કામો રે,
લીધો ભારતી માયે વિસામો રે,
પ્રસન્ન થઈ કહ્યું સ્વરાજ્ય પામો. ગુણીયલ૦
જેના માત પિતા હશે એકરે,
વળી કુળમાં હશે જો વિવેક રે,
તે તો રાખશે સાચો ટેક. ગુણીયલ૦

કુળવંતિને ઝાઝું શું કહીએ રે,
હવે આટલેથી છાના રહીએ રે,
જરા સમજે તેને શીખ દઇએ. ગુણીયલ૦
એનો મોટી તમારી આ ખામીરે,
જોઈ ભારતી લજ્જા પામી રે,
કવિ રાવ કહે શીરનામી. ગુણીયલ૦

---

## ગરબો ૧૪ મો.

### ( ગોરસનો ગરબો. )

( મારા અંતરમાં દેશ વીણા-એ રાગ. )

કોઇ મીઠડાં, અમુલા, અતુલા આ જ્ઞાન તણાં,
ગોરસ લ્યો, ગોરસ લ્યો. [૨]
ઘણાં મોઘાં, રસાળાં, સુવાળાં, આ તત્ત્વ તણાં,
ગોરસ લ્યો, ગોરસ લ્યો. [૨]
પરમ શુદ્ધ હ્રદય માંહી દુધ તો ભર્યાં;
ગુરૂએ દીધેલ જ્ઞાન દધીએને ચાખ્યાં.
એની બલિહારી હું એની મહીઆરી,
ગોરસ લ્યો, ગોરસ લ્યો. [૨]
કાચા પોચા મારી મટકી ન ઝાંખે,
યુવના સમર્પે તે તો તેની મઝા ચાખે.
ઉરને ઉદ્ધારી, દેજો ભવને સુધારી,
એવાં ગોરસ લ્યો, ગોરસ લ્યો. [૨]

વિશદ અવિરછીન બ્રહ્મ જ્ઞાન ઉરે રાખો,
ગોરસ ચાખી ગોરસાને ફોડી નાંખો.
લેજો ધીરે ઉતારી મટકી મારી રસ વિહારી.
ભલાં ગોરસ લ્યો, ભલાં ગોરસ લ્યો. [૨] કોઈ મીઠડાં.

---

## ગરબો ૧૫ મો.

### દાંડીઆની સાથે ગાઈ શકાય છે.

( નેત્ર ઉઘાડોને નાનડીઆ—એ રાગ. )

પેલું ખડ્ગ જોઈ સૌને થાય ભીતી,
જો જે તુજમાં વાણી એવી તો નથી;
પેલી જવાલા જોઇ સૌ કંપી ઉઠે,
ક્રોધ જવાલા એવી તું....માં તો નથી;
પેલું ઝેર જોઇ ભય પામે સઉ,
એવું દ્વેશ ઝેર તું...માં તો નથી;
પેલા સર્પ ફુંફાડાથી સર્વ બીએ,
એવો શબ્દ ફુંફાડો તું ના કરતી;
પેલી ધુણીના ગોટાથી આંખ ભરાતી,
તુમાં કલેશ ધુણી એવી તો નથી;
પેલાં વીજ કડાકાથી બીતાં બધાં,
એવાં મર્મ ધડાકાજ ઉચ્ચરતી;
મારી વ્હાલી સખી તુજમાં આવા ફુગુણુ,
દોષને લેશ ના સંઘરતી;
કરી સર્વે રીતે સુસ્વભાવજ તારો,
ફરી સર્વત્ર સર્વનાં મન હરતી.

## ગરબો ૧૬ મો.

### "મોહન" મોરલી.

(આવે છે રે, આવે છે સ્વરાજ્ય સવારી આવે છે-રાગ.)

વાગેછે રે, વાગે છે, અહીં મોહન મોરલી વાગેછે;
એનો શબ્દ ગગનમાં ગાજે છે, આંહી૦
સેવા તે કરે મારગ જાતાં, ત્યાગના દાણુ માગે છે. અહીં૦
ભારત વર્ષે જંગ મચ્યોછે, જંગમાં રંગ જમાવેછે. આહી૦
ટુંકી ધોતી, પહેરણુ, ખોળી, દ્દષ મૂર્તિ વિરાજે છે. અહીં૦
વેદેશી વસ્ત્રનાં હરણુ કરીને, સૌને ભેખ ધરાવેછે. અહીં૦
ભરતખંડની ગલી ગલીમાં, ખાદી મંત્ર સુણાવેછે. અહીં૦
એ મોરલીને દેશ ભજેતો, દુઃખડાં સર્વે ભાગેછે. અહીં૦

---

## ગરબો ૧૭ મો.

### કોયલ ટહુકી.

[આસો માસે શરદ પુનેમની-રાગ.)

કાર્તક માસે પ્રથમ દિન પ્રભાતજો,
ઉષા નવલી ઉગી સખિ મહારા દેશમાં;
આવ્યો છે સંદેશો એનો મીઠોજો,
ચાખોને ચખાડો "સબરસ" અવનવો.

ભારતની કુંજે એ કોયલ ટહુકી જો,
જાગ્યાં તો જીવી જાણો આજથી;
ચતુર્દશીને દીને મંત્રો સાધ્યાં જો,
*પાપોને બાળીને ભસ્મ કરી વળ્યાં.

ને સરવૈયું શોધ્યું બીજે દીને જો,
નફો નથી લાધ્યો પૂરો આ વર્ષમાં;
સમય રહ્યો છે થોડો સાધન સાધોજો,
કામ ઘણાં કરવાનાં વાતે શું વળે ! ! !

ચોખ્ખાં હૈયાં ચોખ્ખી વાણી રાખજો,
ચોખ્ખાં કર્મે ચારિત્ર ઉજળાં કરો;
ફરજ અમારે માલીકે નાંખીજો,
જગાડવાનું જાગી, જગને પ્રેમથી.

ચૂક અમે ના કરતાં કદીએ એમાં જો,
સેતાનીની આજ્ઞા એ અમ ધર્મ છે;
તમ કર્તવ્ય ચૂક એમ ના પડશે જો,
આશાને ફળશું તો તો સાંપડે.

કોયલ ટહુકે સાચો મંત્ર ફૂંક્યો જો,
ઉષાના હાસ્યેથી નવજીવન મળ્યું;
ભૂલ્યાં ત્યાંથી ફરી ગણીને વધશું જો,
માનીશું નેતાની આજ્ઞા આજથી.

# સહકારી અને અસહકારીનો સંવાદ.

## ગરબો ૧૮ મો.

( રાગ, શા માટે શ્રમ કરે સતી તુંજ પતિ ભક્તિ સાચી. )

સહકારી—

શા સુખ સારૂ તજો, અરે કાં રાષ્ટ્ર યોગ ધારો ? (૨)
તમે સહકાર ગણો પ્યારો ? (૨)

અસહકારી— સાખી.

અનુભવ લીધો મેં અતિ, થઇ ભારત માત ગુલામ,
હકધુત તેનાં બાળકો, થાયે ઠામો ઠામ;
કાળા ગોરામાં ભેદ જણાવે, બ્રીટન વચન દઈને ફોસલાવે;
તે સારૂં સહુ તજી, અમે સહકાર ગણ્યો ખારો ( ૨ )
અરે !!! અસહકાર હવે પ્યારો ( ૨ )

સહકારી—

જે. પી. નાઇટ ઇલકાબ તજીને, મોહ ચાંદનો મોહ વરજીને
શું સુખી થવા ધારો, હ્રદયમાં બુદ્ધિ જરા ધારો ( ૨ )
તમે સહકાર ગણો પ્યારો ( ૨ )

અસહકારી— સાખી.

માન ચાંદના મોહમાં, દેશ ભક્તિ નવ થાય,
કોપે જો સરકાર તો, પળમાં પાછા લઈ જાય;
માનચાંદથી ભુખ નવ ભાગે, મૃત્યુ થાયે કંઇ કામ ન લાગે
શું સમજી મમ મિત્ર, તમે સહકાર ગણ્યો પ્યારો ( ૨ )
અરે !!! અસહકાર હવે પ્યારો ( ૨ )

સહકારી—

વકીલ બેરીસ્ટરની ડીગ્રીઓ, મુકી પ્રોફેસરની પદવીઓ;
સ્વાર્થ ત્યાગ કાં કરો ? સગાંનું હીત જરા ધારો ( ૨ )
હવે સહકાર કરો પ્યારો ( ૨ )

અસહકારી— સાખી.

દેશભક્તની ડીગરી, જગમાં મોંઘી મનાય,
બોર્ડ બી. એ. એટ–લૉ તણાં, ઠામો ઠામ વંચાય;
સ્વાર્થ ત્યાગથી રાષ્ટ્ર દીપાવું બંધુ સુણો હું સંભળાવું,
સ્વદેશ ઉદય કાજ કર્યો સહકાર હવે ખારો ( ૨ )
ગણી અસહકાર અતિ પ્યારો ( ૨ )

સહકારી—

અસહકારની શીખામણુ દ્યો છો, કામ રાજદ્રોહીનું કરો છો,
જેલ મહીં જાશો, તમારો મુમત હવે મારો ( ૨ )
તમે સહકાર ગણી ખારો ( ૨ )

અસહકારી— સાખી.

નિર્દોષી પામે જેલને ગણે ન દુઃખ તલભાર,
કૃષ્ણ જન્મે જેલમાં કરવા હિન્દ ઉદ્ધાર;
રાજદ્રોહ તમે કોને કહો છો ! ! બંધુ અવળું શું સમજો છો,
કરી શાન્ત ચિતે વિચાર કરો સહકાર તમે ખારો ( ૨ )
ગણો અસહકાર હવે પ્યારો ( ૨ )

સહકારી—

રામ રાજ્યથી અધિક સુખ આપ્યું,
રેલ તાર કરી બહુ દુઃખ કાપ્યું;

પ્રજા ઉપર રાખે પ્યાર, છતાં કેમ વિચાર નઠારો ( ૨ )
તમે સહકાર ગણો પ્યારો ( ૨ )

અસહકારી— સાખી.

ઇજારો દઈ દારૂનો કરો નિરબળ હિંદુસ્તાન,
રંગ ભેદ બહુ રેલમાં નહિ નેટીવનું માન;

જલીઆ બાગમાં કતલ ચલાવી, નિર્દોષ જનોનું લોહી રેલાવી
મચાવ્યો ડાયરે ત્રાસ, તેથી સહકાર ગણ્યો ખારો ( ૨ )
કરી અસહકાર હવે પ્યારો ( ૨ )

સહકારી—

ડશો વિમાનો વીણ કેમ વહાલા, નથી તોપ તલવારો ભાલા;
સુખી થવા જો ધારો, મુકી દીઓ સ્વરાજ લવારો ( ૨ )
ગણી સહકાર બંધુ સારો ( ૨ )

અસહકારી— સાખી.

પ્રબલ શસ્ત્ર સુદર્શન તણું, રેંટીયો રૂડું નામ;
આયુદ્ધ અમારૂં એ ગણો, જેનું ભારે કામ.

મરવું નથી નહો મારવા જાવું, સ્વદેશી વ્રતથી બ્રિટન હઠાવું
ગાંધીજી ગુરૂ ગણી, અમોએ હિન્દ કર્યો પ્યારો ( ૨ )
અમે સહકાર ગણ્યા ખારો ( ૨ )

સહકારી—

બાળ તમારૂ હિત વિચારો, સરકારી નિશાળમાંથી ન ઉઠાડો
છેવટની આ અરજ અમારી ધ્યાન વિષે ધારો ( ૨ )
ગણી સહકાર બંધુ પ્યારો ( ૨ )

અસહકારી— સાખી.

દેશ ભક્તિને ધર્મનું, સરકાર ન આપે જ્ઞાન;
સ્ટુડન્ટ જપતાં નોકરી, અવર ન એ વિણુ ભાન.
માફ કરો મુજને મમ બંધુ, દેશ ભક્તિ વિણુ સઘળું ખોટું
લેવા હિન્દ સ્વરાજ ! ! ! અમે સહકાર ગણ્યો ખારો ( ૨ )
અરે ! ! ! અસહકાર હવે પ્યારો ( ૨ )

---

## ગરબો ૧૯ મો.

### " અભિનંદન."

**રાગ—અને છોડી ગયો છે મારો છેલડો જો.**

અભિનંદન એ ભારતની પુત્રીને જો; (૨)
જેને પગલે પનોતો, સંસાર સુખ સાર,
તેને વધાવું વિશ્વ આંગણે રે.
સખિ તેને વધાવું વિશ્વ આંગણેરે. (૨)

જેનું હૃદય સ્નેહ સરવરીએ, તરવરે જો (૨)
તેના ડગલે, ને પગલે, સુવિચાર સદાચાર,
તેને રમાડું હૃદય ચોકમાંરે.
સખિ તેને રમાડું હૃદય ચોકમાંરે. (૨)

દૈવી સદ્દગુણો, સામર્થ, વડે શોભતાંરે;
જેના અંકમાં ઉછરતાં કુમાર સુકુમાર,
તેના લઉં હું ઓવારણાંરે.
સખિ તેના લઉં હું ઓવારણાંરે.(૨)

જેના તેજથી સમગ્ર દેશ ઓપતોરે; (૨)
જેના બલથી આ દેશનો થનાર સમુદ્ધાર,
તેનાં ગાઉં હું ગુણ ગીતડાં રે.
સખિ તેનાં ગાઉં હું ગુણ ગીતડાંરે. (૨)

તમ પતિવ્રત, પુણ્યનાં પ્રભાવથીરે; (૨)
સદા અમૃતમય, કરજો ભથાર પરિવાર,
જેની સોભા સૌ લગ્ન મંદીરેરે.
સખિ તેના ગાઉં હું ગુણ ગીતડાંરે. (૨)

---

## ગરબો ૨૦ મો.

### ( રાગ પુનમ ચાંદનીનો. )

આજે આનંદનો દીન છે દસરા તણો રે;
શિવ મંદીર પાસે, ભવૈ કરે ભવૈયા,
રાજા ઉજાગરાથી મંદીર આવ્યો ઘેનમાં રે.

### સાખી.

કરણનો પ્રધાન જે, માધવ જેનું નામ;
પતિવ્રતા પત્ની તેમની, રૂપસુંદરી એનું નામ;
ત્રીજે પહોરે શિવનું પુજન, કરવા કારણેરે,
આવે રૂપસુંદરી, હંમેશ એવો નીમ,
પુજન કરી આવીને, જુએ પતીનું મુખડું રે.

## સાખી.

પુજા કરવા કારણે, આવી સતી તે દીન;
ધમ ધમ ઘુઘરા વાગતા, જાણે અંબાનું પ્રતિબીંબ;
રાય કરણે વિચાર્યું, અંબા માત છે રે;
પુછયું ખવાસને જો, જાય છે અંબા માત.
ત્યારે હસીને બોલ્યો ખવાસ એટલું રે.

## સાખી.

નહોય અંબા માવડી, નહોય જુગદંબા માત,
નાગર પ્રધાન જે આપનો, માધવ જેનું નામ;
તેની પત્નિ રૂપસુંદરી, એનું નામ છે રે,
તેને શિવની પુજા કરવાનો છે નીમ,
માટે ત્રીજે પહોરે આવે પુજા કારણે રે.

## સાખી.

એવું સાંભળી રાયનો, દુષ્ટ થયો વિચાર;
આજ્ઞા આપી પ્રધાનને, રાજાએ તે વાર;
કાલે ઉગતે પ્રભાતે તમે સંચરોરે;
લાવો સારા ઘોડા લેજો તેના દામ,
ભોળા માધવને સમજાવ્યું કપટી કરણેરે.

## સાખી.

રૂપસુંદરી વહેલી ઉઠી, જોવા પતિનું મુખ;
પતિનું મુખ જોવા જતાં, સાવરણી સનમુખ;

જોઈ પતિવ્રતાનું મુખ, ઉતરી ગયું રે;
જાણ્યું આજે કાંઇ થશેરે વિઘન,
એવું વિચારીને, તુળશી ભણી વળીરે.

સાખી.

ત્યાંથી વળી તુળશી ભણી, કરવાને દરશન;
બેડું પાનીનું ભરી, જતી વિધવાનું મુખ;
જોઇ ફાળ પડી રૂપસુંદરીના હૈડા વિષેરે,
ઘરમાં જઇને ભાખ્યું પતિવ્રતાએ પ્રેમથીરે;
સ્વામીનાથ આજ જશો નહિ ગામ.
આપણે માથે આજ વિઘન જણાય છે રે.

સાખી.

માધવ કહે શુકન અને અપશુકન સૌ વહેમ;
હે રૂપસુંદરી આપણા, ઉપર પ્રભુની રહેમ;
માટે એવા વહેમ કાઢી નાંખો મનથીરે;
મને આજ્ઞા આપી છે કરણરાય,
હું તો નક્કી જઇશ, ઘોડા લેવા કારણે

સાખી.

માધવ કહે નક્કી જવું, ઘોડા લેવા કાજ;
કેશવ ભાઈ છે આપણા, તે રાખશે બરદાસ;

કદી વાંકો વાળ થવા નહિ દે તાહારોરે;
કદી આફત આવે ધરજો દીલે ધીર,
માજી કુળદેવી અંબા માની સાહ્યછે રે.

સાખી.

શીખ દઈ માધવ ગયો, રૂપસુંદરી ગભરાય;
જોશીને તેડાવીયા. મન ઘણું મુંઝાય;
જોશી કહે તમને એકે વિઘ્ન નહિ નરેરે,
માધવ ગયા ઘણે દિવસે ગામ બહાર
તેથી તમારા મનમાં દીલગીરી થાય છે રે.

સાખી.

દક્ષણા લઈ જોશી ગયા, કેશવ કરે રક્ષાય;
રૂપસુંદરીને કારણે, કરણનું સૈન્ય દ્વાર માંહ્ય;
આવી કેશવને પોકાર કરે છે જોરથી રે;
અહ્યા કેશવ તારી ભાભી અમને આપ,
નહિ તો આ તરવારે ધડ માથુ જુદું થશેરે.

સાખી.

ભાભી ન આપું માહારી, છું લઢવા તેયાર;
મારો મારો થઇ રહ્યા, સૈન્યમાંથી પોકાર;
જપા જપી થઈ કેશવનું બળ બહું વધ્યુ રે;

માર્યા કરણના માણસ દશ હજાર;
પછી શુરવીર કેશવ રણમાં પડયો રે;

સાખી.

જ્યારે કેશવ રણ પડયો, ભાભી મુર્છા થાય;
કેશવ દિયરજી મારા બહુ રાખી બરદાસ
મારે માટે તમે માથું સોપયુ દુષ્ટને રે;
હવે ન્હાનકડી દેરાણીનું શું થાય,
એમ વિચાર કરીને ભાભી બહુ રડે રે.

સાખી.

રૂપસુંદરી લઈ ચાલીયું, કરણ રાયનું સૈન્ય;
ગુણસુંદરી સતી થાય છે, ચાલ્યા સ્મશાન માંહી;
હાથ ઘરીને ખોબો અંગારે ભર્યો રે;
છાપો દરવાજે મારી દીધો શ્રાપ,
રાજા રાજ્ય તારૂં જશે મ્લેચ્છ હાથમાં રે.

સાખી.

ચોદમે દિવસે આજથી, જાશે તારૂં રાજ;
રૂપસુંદરીને લઇ ગયો, દુ:ખદઇ અબળા રાંક;
તેમ રાણી તમારી જશે મ્લેચ્છ હાથમાં રે.

## સાખી.

શાપ દીધો કરણને, રૈયત આશીષ;
દઇને ગુણસુંદરી ગુણી, થઇ સતીને દીસ;
રાય કરણે પછી પસ્તાવો બહુ કર્યો રે;
અરેરે ! બ્રાહ્મણ મારી કીધું ઘણું મે પાપ
માટે સિદ્ધપુર જઇને પ્રાયશ્ચિત કર્યું રે.

## સાખી.

માધવે ઘોડા લાવતાં, રસ્તે સાંભળી વાત;
રૂપસુંદરીનુ હરણ કરી, લઈ ગયો રાજંન;
નાંનોભાઇ કેશવ યુદ્ધમાં મરી ગયો રે;
ભાભી ગુણસુંદરી સતી થઇ દઇ શ્રાપ
હવે વેર બાળું જરૂર કરણ રાયનું રે

## સાખી.

બારેબાર ત્યાંથી ગયો, જ્યાં છે દીલ્લી દેશ;
ખીલજી વંશનો પાદશાહ, અલ્લાઉદ્દીન નરેશ;
જઈને માધવે સલામ કીધી ભાવથી રે;
લાલચ બતાવી લેવા ગુજરાત
નવી લેવા રાય કરણની રાણીઓ રે

વળી ગુજરાતમાં દ્રવ્ય તણું ભંડાર;
માટે અલ્લાઉદ્દીને મોટી ફોજ મોકલીરે.

સાખી.

અલ્લાઉદ્દીને સર કર્યો, મોટો ગુજરાત દેશ;
બહુ બળવંતો કરણને, હરાવ્યા નરેશ;
તેની પટરાણી કૌલા રાણી લઇ ગયો રે;
સોંપી રૂપસુંદરી નાગર માધવ હાથ
ફળ્યો શ્રાપ સતીનો "હરિગંગાએ" વર્ણવ્યોરે.

